॥ ૐ ॥

# સનાતનધર્મ

તથા

## આધ્યાત્મ ભજન સંગ્રહ

હનુમાન ચાલીસાના અર્થ સાથે





કિંમત બે આના



# સનાતન ધર્મ

તથા

# અધ્યાત્મ ભજન સંગ્રહ

હનુમાન ચાલીસાના અર્થ સાથે.

आनन्द रामाय नमः



લેખક પ્રકાશક

મહારાજશ્રી બાળકૃષ્ણ હરિકૃષ્ણ
દવે પ્રાણશંકર ગણપતલાલ



સને ૧૯૨૭ આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

કિંમત ૦–૨–૦



॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# સનાતન ધર્મ

તથા

# અધ્યાત્મ ભજન સંગ્રહ

## ભાગ ૧ લો.

કંઇ પણ ઉદ્દેશ વિના કોઇપણ કાર્ય થતું નથી. એ નિયમ પ્રમાણે આપણે દુનિયામાં આવ્યા છીએ તે આવવાનું કંઇપણ કારણ હોવુંજ જોઇએ. વાવેલું બીજ ઉગ્યા વિના રહેતું નથી. તેમ કરેલાં કર્મફળ આપ્યા વિના રહેતાં નથી. "કેળે કેળ અને કઉચે કઉચ" એ કહેવત પ્રમાણે સારાં કર્મનો બદલો સારો અને ખરાબ કર્મનો ખરાબ. આપણે જે કંઇ દુઃખ ભોગવીએ છીએ તે આપણાં દુષ્ટ કર્મનાંજ ફળ. તેમાં બીજાનાં કર્મ આડે આવતાં

નથી. જેમ ઝાડ બીજમાંથીજ ઉગે છે અને પાણી, ખાતર વિગેરે તેને ઉગવામાં મદદ કરે છે તેમ સારૂં યા નરસું, આપણાં કર્મથીજ થાય છે અને જે માણસનાથી સારૂં યા નરસું થાય છે તે માણુસ ફક્ત નિમિત્ત કારણુજ છે. માટે જો આપણાં કર્મ સારાં તો તેનું ફળ પણ સારૂં અને જન્મ પણ સુખમાંજ થાય છે. પૂર્વે કરેલાં કર્મનું ફળ ભોગવવા આપણો જન્મ થાય છે પણ શેકેલું બીજ જેમ ઉગતું નથી, તેમ જે કર્મ નિષ્કામ બુદ્ધિથી ફરજ સમજી કર્યાં હોય તો તેવા કર્મનું ફળ આપણે ભોગવવાનું રહેતું નથી અને તેથી જન્મ પણ ધારણ કરવો પડતો નથી. કર્મ કરવામાં જેવી ભાવના તે પ્રમાણે આ જન્મ થાય છે કે નથી થતો.

સારાં કર્મમાં ઇશ્વરભક્તિ સૌથી શ્રેષ્ઠ છે ઇશ્વરભક્તિથી આપણે ઇશ્વરના ગુણ ગાઇ તેણે આપણે માટે બનાવેલી બધી વસ્તુઓનો ઉપકાર માની આપણે કરેલાં દુષ્ટ કર્મથી માફી માગી લઇએ છીએ. જે દુષ્ટ કર્મ જાણી જોઇને કર્યાં હોય છે તેની તો માફી મળતીજ નથી. પણ અજાણે થઇ ગયાં હોય તેની માફી મળે છે. જેમ કોઇ માણસ જાણી જોઇ બીજાનું ખુન કરે તો તેને માફી મળતી નથી તેમ ઇશ્વરને ત્યાં પણ તેવી રીતે છે. પણ જેવી રીતે ગુન્હેગાર કોર્ટની માફી માગી પસ્તાવો કરી ફરીથી તેવાં

ઘોર કૃત્ય ન કરવા વચન આપે તો તેની શિક્ષા ઓછી થાય છે તેમ અંતઃકરણથી પસ્તાવો કરેલાં દુષ્ટ કર્મ માટે આપણે કરીએ તો ઇશ્વર ઓછી શિક્ષા કરે.

ઇશ્વરને માનવાનું શું કારણ? જેમ ઘડાને બનાવનાર કુંભાર હોય છે તેમ આ જગતમાં નજરે પડતી ચીજોનો પ્રથમ બનાવનાર કોઈ હોવોજ જોઈએ. પૃથ્વીપરની પ્રજાઓ ઉપર રાજ્ય ચલાવનાર રાજાની સત્તા મહાન છે. છે. તો ઇશ્વર, કે જેના તાબામાં આ પૃથ્વી જેવી કેટલીએ પૃથ્વીઓ છે તેની સત્તા કેટલી મહાન હોવી જોઇએ. સરકારી નોકરી કરતા એક પટાવાળાને પણ આપણે કેટલું માન આપીએ છીએ, અને તેનાથી કેટલા ડરીએ છીએ. તો ઇશ્વર જેવી મહાન વ્યક્તિને જેટલું માન આપીએ અને ખરાબ કર્મ કરવામાં તેની જેટલી બીક રાખી વર્તીએ તેટલું ઓછું.

ઇશ્વર સર્વવ્યાપી છે. રાજાની સત્તા જેમ આપણને દેખાતી નથી. પણ રાજ્યદ્રોહી કામ કરીએ, ચોરી કરીએ કે કોઈ પણ રીતે સ્હેજ પણ કાયદાનું ઉલ્લંઘન કરીએ તો કયાંથીએ તે જાહેર પડી જઈ રાજ અમલદારોના જાણવામાં આવે છે તેમ જો ખરાબ કર્મ કરીએ તો ઇશ્વરની સર્વ વ્યાપી સત્તાથી આપણે પકડાઇએ છીએ અને તે દુષ્ટ કર્મની સજા રૂપી બુરાં ફળ આપણે ભોગવવાં પડે છે. દુષ્ટ કર્મ કોઈપણ રીત છુપાવેલાં છુપાતાં નથી. સારાં કર્મ

ક્યાંથી વફાદારપણે રહેવાથી, સરકારનું રાજ્ય ચલાવવામાં મદદનીશપણે વર્તવાથી જેમ રાજદરબારમાં મરતબો મળે છે તેમ સારાં કર્મ કરનારને આપો આપ સારો બદલો મળે છે. ઇશ્વરનું સર્વવ્યાપીપણું ન્યાયશાસ્ત્રોમાં બીજી રીતે સિદ્ધ કર્યું છે. જે વસ્તુ નિત્ય હોય છે, તે સર્વવ્યાપી હોય હોય છે. દાખલા તરીકે આકાશ (જગા). જગા સિવાય વસ્તુઓ રહે કયાં? જ્યાં જોઇએ ત્યાં અવકાશ (જગા કે આકાશ) હોય છેજ. અને જ્યારે જોઇએ ત્યારે પણ જગા હોય છે. જગા જગતની વસ્તુઓ પહેલાંની છે એટલે કે અનાદિ છે અને જગતની વસ્તુઓનો નાશ થશે ત્યારે પણ જગા રહેશેજ. એટલે કે જગા અનાદિ અનંત છે. અને તેથી સર્વવ્યાપી છે. તેમ ઇશ્વર પણ અનાદિ અને અનંત છે માટે સર્વવ્યાપી છે.

ઇશ્વર એકજ છે. આપણામાં કહેવત છે કે 'બગડે બે' બે મત પ્રમાણે જે કામ થાય છે તે બગડે છે તેથીજ રાજ્ય કારભારમાં પણ સર્વોપરી સત્તા એકજ છે. શરીરમાં આત્મા પણ એક જગતના નિયમોનું અખંડ પાલન કરાવનાર સત્તા પણ એકજ હોય. જો બે સત્તાઓ હોય તો બંનેના મત એકી વખતે અમલમાં આવી શકે નહી. જગત્માં અંધાધુંધી પ્રવર્તે અને જગતનો અલ્પ સમયમાં નાશ થાય.

ઇશ્વર એક છે પણ તે અનેકરૂપે પ્રતીત થાય છે. કોઇને ઇશ્વર એટલે કે સર્વનો રાજા એમ રાજાપણાનો ગુણ ઠીક લાગ્યો માટે તે તેને ઇશ્વર કહે છે, કોઇને ઇશ્વરની અત્યંતશક્તિપણું હોવાનો ગુણ ઠીક લાગ્યો માટે તે તેને "શક્તિ" "દેવી" વિગેરે નામથી ઓળખે છે. કોઇને દયાનો ગુણ ઠીક લાગ્યો તેથી તેને દયાળુ કહે છે કોઇને ઇશ્વરજ જગતની સર્વ વસ્તુઓને બનાવનાર છે એમ લાગે છે, માટે તેને સરજનહાર કહે છે. કોઇને ઇશ્વરનો જગતનાં પ્રાણીઓનું કલ્યાણ કરવાનો સ્વભાવ ઠીક લાગ્યો માટે તે તેને 'શિવ" કહે છે કોઇને ઇશ્વરનો સર્વવ્યાપી હોવાનો સ્વભાવ તેના સર્વ ગુણોથી ઉત્તમ લાગ્યો માટે તે તેને "વિષ્ણુ" કહે છે. આમ જેને જે ગુણ બીજા તેના ગુણોથી સારો લાગે તે તેને તે ગુણવાળો હોવાના નામથી ઓળખે છે અને ભજે છે. આમ એકજ ઇશ્વરને ગમે તે નામથી ઓળખે અને ભજે પણ તે ભજવાની અને જાણવાની વસ્તુ વસ્તુતઃ એકજ છે.

ઇશ્વર એકજ છે અને તેને ગમે તે નામથી સંબોધીએ અને ભજીએ તો કંઇ વાંધો નથી મટે ઇશ્વરને જુદી જુદી રીતે ભજવાના અને માનવોના રસ્તા દેખાડનારા પંથોનો છેવટનો મુદ્દો એકજ હોઇ તે સંબંધમાં ઝઘડા નકામા છે.

ઇશ્વરની ઓળખાણ કેવી રીતે થાય? તે કેટલો મહાન છે. કેવા અને કેટલા તેનામાં ગુણ છે તે કેવા સ્વરૂપ વાળો છે તેને અને મનુષ્યને અને મનુષ્યના જીવનને શો સંબંધ છે. જગત્ અને ઈશ્વરને શો સંબંધ છે. એ બધી બાબતના નિયમો જાણવા અને તેનો તે પ્રમાણે અમલ કરવો તેને સામાન્ય રીતે ધર્મ કહેવાય છે.

આપણે જે જગત્‌માં રહીએ છીએ તેનો બનાવનાર કોણ છે, તેને અને આપણે શો સંબંધ છે, વિગેરે ન જાણીએ તો આપણને કોઇ દિવસ દુઃખ આવી પડે છે. દાખલા તરીકે આપણે જે ઘરમાં રહેતા હોઇએ તે ઘર કોની માલકીનું છે અને તે ઘરમાં આપણો કેટલો હક છે તે જો ન જાણીએ તો કોઈ તે ઘરની ઉપર માલકીપણું દાખવતો બીજો માણસ આવે તે વખતે આપણે આપણો હક ન જાણવાથી ગભરાઇ ઘર છોડી દેવું પડે છે તેવીજ રીતે જે જગત્‌કર્તાના રાજ્યમાં રહી તેણે બનાવેલા વસ્તુઓનો ઉપયોગ કરીએ છીએ તે કયા હકથી કરીએ છીએ અને તેને માટે જગત્‌કર્તા તરફ કેવી રીતે વર્તવુ તે ન જાણીએ તો એક તો આપણું અજ્ઞાન વધે અને વસ્તુઓની વપરાશ માટે આપવાનું દેવું ન આપીએ તો નાહક અજ્ઞાનથી દેવાદાર થઈએ; અને મરીએ ત્યારે ઈશ્વરનું દેવું પતાવ્યા વિના મરીએ તો આવતા જન્મમાં પણ તેજ પ્રકારનું દેવું કે

જે દેવું થવાનું છે તે દેવામાં નિરંતર વધારો થાય. આ દેવું પતાવવા માટે ધર્મ પાળવો એ એકજ રસ્તો છે, કે જેથી જે પ્રમાણમાં ધર્મ પાળ્યો હોય તે પ્રમાણમા દેવું ઓછું થાય. ધર્મ જેટલા ઉદાર મતવાળો તેટલો ધર્મ પાળનાર ઉદાર એટલે કે મોટા મનવાળો સાંજ પડે અને વરસાદ વરસતો હોય ત્યારે હરાયું (ન ધણીઆતું) ઢોર ક્યાં જાય? તેને આખી રાત ખુલ્લી હવામાં કાઢવી પડે. તેમ, જો આપણે એક ધર્મ ન પાળ્યો હોય તો મરણ સમયે કયા ધર્મના ઉદ્દેશોને વળગી રહી આપણે ઇશ્વરની મદદ માગી શકીએ? અર્થાત્ આપણે મદદ માગી શકીએ નહીં માટે એક ધર્મ તો પાળવોજ જોઇએ. અને દૃઢ નિશ્ચયથી તેનેજ વળગી રહેવું જોઇએ. દરેક ધર્મ ઇશ્વરના સંબંધમાં થોડું યા તો વધારે જ્ઞાન આપે છે. એક ધર્મ બીજા ધર્મથી વિરૂદ્ધ નથી. રેલ્વે ગાડીમાં બેસી કોઇ ગામ જવું હોય તો બધા કાંઈ એક જ ડબામાં બેસતા નથી. ગમે તે ડબામાં બેસો પણ જે ગામની ટીકીટ હોય ત્યાં જઇ શકાશે. નડીઆદ ઉતરનાર માણસ પહેલા ડબામાં બેઠો હોય કે છેલ્લા ડબામાં બેઠો હોય તોપણ નડીઆદ જ તે જવાનો. પણ ગાડીમાં બેસતાં જેમ પ્રથમ ખાતરી કરીએ છીએ કે આ ગાડી અમુક સ્ટેશન સુધી લઇ જશે કે કેમ, તેમ કોઇ પણ ધર્મ પાળો પણ જો તે ધર્મથી

ઈશ્વરનું ખરૂં જ્ઞાન થતું હોય તો પછી એક બીજાને ધર્મ સંબંધમાં વેર હોવું જોઇએ નહી.

ધર્મના નિયમો અને આપણા આચાર વિચાર ને જેટલો ઘાડો સંબંધ તેટલો આપણે પાળેલો ધર્મ શુદ્ધ સમજવો જોઇએ. જેવી રીતે દાળની અંદર નાંખેલો મશાલો દાળ સાથે એક રસ ન થાય તો સ્વાદ સારો લાગતો નથી. તેમ કોઇ પણ માણસ કોઈપણ ધર્મ પાળતો હોય પણ તેના મન વચન અને કર્મમાં એકતા ન હોય તો તેનો પાળેલો ધર્મ નીરસ છે અને પરિણામે નકામો છે. પતિવ્રતા સ્ત્રીને એકજ ધણી તેમ માણસે એક જ ધર્મ પાળવો. સ્ત્રીએ પોતાના ધણીને જ માન આપવું તે ઉપરથી એમ નથી સમજવાનું કે તેણે બીજા પુરૂષને માન ન આપવું તેમ જે ધર્મ પાળતા તેનાથી બીજો ધર્મ કોઇ પાળે તેની ઇર્ષ્યા કરવાનું કંઈ કારણ નથી.

હિંદુઓ કે જે ઉપરથી દેશનું નામ હિંદુસ્થાન પડયું છે તે તમામનો મૂળ ધર્મ "સનાતન ધર્મ" છે. સનાતન ધર્મનો અર્થ હમેશ રહે તેવાં તત્વો અને નિયમો જે ધર્મમાં હોય તે તે ધર્મનો કદાપિ નાશ નથી. એટલે કે સનાતન ધર્મ, શિવમાર્ગ, વિષ્ણુમાર્ગ, સ્વામીનારાયણમાર્ગ કબીરપંથ

 

દેવી પંથ એમ અમુક અમુક જથા સુચવતો નથી. સનાતન ધર્મનાં તત્ત્વો જે સમજે અને તેના નિયમો પાળે તે સનાતન ધર્મવાળો કહેવાય છે. તે અમુક સાંકડા જથામાંનો નથી પણ **वसुधा एव कुटुम्बकम्** વાળા પક્ષનો છે સનાતન ધર્મના નિયમો, ઉદ્દેશો અને સિદ્ધાંતો એટલા બધા બહોળા છે કે તમામ પંથો તે જથામાંના અમુક અમુક સિદ્ધાંતો, નિયમો અને ઉદ્દેશો ગ્રહણ કરી જે વખતે જેવા ધર્મની જરૂર તે પ્રમાણ ધર્મો ધર્મગુરૂઓએ સ્થાપ્યા છે.

સનાતન ધર્મ શું છે તે જાણવા વેદ ઉપનિષદો તથા સ્મૃતિઓ નો અભ્યાસ કરવા પડે તેમ છે અને સિદ્ધાંતો ઉદ્દેશો અને નિયમો એકઠા કરવા પડે તેમ છે.



## ભાગ ૨ જો.

# હનુમાન ચાલીસા.

શ્રીગુરૂ ચરણ સરોજ રજ નિજ મન મુકુર સુધાર
વરણુ રઘુવીર વિમલ યશ જો દાયક ફલ ચાર.
બુદ્ધિહીન તનું જાનીકો સુમીરો પવન કુમાર
બલ બુદ્ધિ વિદ્યા દેહુ મોહી હરહુ લેશ વિકાર.

શ્રી ગુરૂના ચરણકમળની રજથી મારૂં મન અરીસા જેવું સાફ થાઓ કે જેથી ચાર ફળને આપવા વાળા રામચંદ્રજીના ભક્ત હનુમાનજીના વિમળ યશનું વર્ણન કરૂં. જે બુદ્ધિ વિનાના માણસે હનુમાનજીના સ્મરણ કર્યું છે તેને બળ, બુદ્ધિ અને વિદ્યા આપી તેના તમામ વિકારો દૂર કર્યાં છે.

જય હનુમાન જ્ઞાન ગુણસાગર
જય કપીશ તિંહુ લોક ઉજાગર
રામદૂત અતુલિત બલ ધામા
અંજની સુત પવન સુત નામા.

હે હનુમાન તમારો સદા જય છે. તમે જ્ઞાન અને ગુણના સાગર છો હે કપિશ ત્રણે લોકમાં તમે જાગતા પુરૂષ છો રામના તમે દૂત છો અને પુષ્કળ બળનું ધામ છો. તમે અજનીના પુત્રછો અને " પવન સુત " એવું તમારૂં નામ છે

મહાવીર વિક્રમ બજરંગી
કુમતિ નિવાર સુમતિ કે સંગી
કંચન વર્ણ વિરાજ સુવેશા
કાને કુંડળ કુંચિત કેશા

તમે મોટા વીર પુરૂષ છો, પરાક્રમવાળા છો અને વજ્ર જેવા અંગવાળાછો. સારીમતિ જેનેછે તેવા માણુસનોજ તમે સંગ કરો છો મારી ખરાબ બુદ્ધિ તમે કાઢી નાખો. તમારો રંગ સોના જેવો છે. તમારો પહેરવેશ શોભા વાળો છે તમારે કાને કુંડળ છે. અને વાળ બરાબર ઓળેલા છે.

હાથ વજ્ર ઔર ધજા વિરાજે
કાંધે મુજ જનોઉ સાજે
શંકર સુવન કેશરી નંદન
તેજ પ્રતાપ મહાજગ વંદન

તમારા હાથમાં વજ્ર અને ધજા વિરાજે છે ખભે મુંજનું જનોઇ છે. તમે શંકરના પુત્ર છો અને કેસરી–સિંહના બાળ જેવા તેજસ્વી અને પ્રતાપવાન છો અને જગતને વંદન કરવા જોગ મહાન પુરૂષ છો.

વિદ્યાવાન્ ગુણી અતિ ચાતુર
રામ કાજ કરીબેકો આતુર
પ્રભુ ચરિત્ર સુનબેકો રસીઆ
રામ લક્ષ્મણ સીતા મન વસીઆ

તમે વિદ્યા વાળા ગુણવાન અને ઘણા ચતુર છો રામનું કામ કરવાને ઘણા આતુર છે પ્રભુનું ચરિત્ર સાંભળવામાં રસીઆ છો—રસ લો છો તમારા મનમાં રામ, લક્ષમણ અને જાનકી વસેલા છે.

સૂક્ષ્મ રૂપ ધરી સિયહી દિખાવા
બીકટ રૂપ ધરી લંક જરાવા
ભીમરૂપ ધરી અસુર સંહારે
રામચંદ્રકે કાજ સંવારે

તમે સુક્ષ્મ સ્વરૂપ લઇને સીતાજીને દર્શન દીધાં વિકરાળ રૂપ ધરી લંકા બાળી ભયાનક રૂપ ધરી રાક્ષસો માર્યો અને રામચંદ્રના કામ કર્યાં.

લાય સજીવન લખન જીવાએ
શ્રી રઘુબીર હ્રદય ઉર લાએ
રઘુપતિ કીની બહુત બડાઇ
તુમ મમ પ્રિય ભરત સમ ભાઇ

તમે લાખો જીવોના જીવ ઉગાર્યા છે શ્રી રઘુપતિને તમારે માટે હ્રદયમાં લાગણી થઇ. તેમણે તમારાં બહુ

વખાણુ કર્યા અને કહ્યુ કે તમે ભરતજી જેવા અને જેટલ મારા વહાલા ભાઇ છો.

સહસ્ત્રવદન તુમરો યશ ગાવૈ
અસકહી શ્રીપતિ કંઠ લગાવૈ
સનકાદી બ્રહ્માદિ મુનીશા
નારદ શારદ સહ અહિસા

હજાર મુખવાળો નાગ તમારો યશ ગાય છે એવું કહીને રામચંદ્રજી તમરે ગળે બાઝી પડય સનકાદિઋષિઓ બ્રહ્માદિ દેવો મુનિ લોકો નારદજી શારદા વિગેરે તમામ રાત દિવસ તમારે, યશ ગાય છે.

યમ કુબેર દિગ્પાલ જહાં તે
કવિકોબિદ શકે કહાંતે
તુમ ઉપકાર સુગ્રીવહી કીન્હા
રામ મીલાય રાજપદ દીન્હા

યમ કુબેર અને દિગ્પાલ જ્યાં પહોંચી શકે તેમ નથી. ત્યાં કવિ કે પંડિત ક્યાંથી પહોંચી શકે તમે સુગ્રીવ ઉપર ઉપકાર કરી રામનો મેળાપ કરી આપ્યોઅને રાજ્યપદ આપ્યું.

તુમ્હારો મંત્ર બીભીષણુ માના
લંકેશ્વર ભયે સબ જગ જાના
યુગ કોટી સહસ્ર યોજન જો ભાનુ
લીલા તાહી મધુર ફલ જાનુ

તમારી શિખામણ વિભીષણે માની તેથી તેને લંકાનું રાજ્ય મળ્યું અને સર્વ જગતમાં તે વાત જાણવામાં આવી છે. જે સૂર્ય બે કરોડ યોજન જેટલો દૂર છે તેને મીઠુ ફૂળ જાણી ઉદય ચળ પર્વત ઉપર પકડી રાખ્યો હતો તેવી તમારી મહાન લીલા છે.

પ્રભુ મુદ્રિકા મેલી મુખમાંહી
જલધિ લાંઘી ગયે અચરજ નાંહી
દુર્ગમ કાજ જગત્ કે જે જે
સુગમ અનુગ્રહ તુમરે તે તે

હે પ્રભો, તમે મોંમાં વીંટી મેલી સ્હેજ પણ સંશય થયા વિના સમુદ્ર ઓળંગી ગયા જગતનાં જે કોઈ કામ કઠણ હોય છે તે તમારી કૃપાથી સ્હેલાં બને છે.

રામદુલારે તુમ રખવારે
હોતન આજ્ઞા બીન પૈસારે
સબ સુખ લહે તુમારી શરના
તુમ રક્ષક કાહુકો ડરના

હે રામને વહાલા કપિ, તમે રક્ષણ કરાવાવાળા છો રામની આજ્ઞા વિના કોઈ પણ ઠેકાણે પ્રવેશ કરતા નથી. તમામ સુખ તમારે શરણે છે. તમે મારી રક્ષા કરો છો માટે મારે ડરવું શા માટે?

અપના તેજ સમારો આપે
તીનો લોક હાંકસે કાંપે
ભૂત પિશાચ નીકટ નહી આવે
મહાવીર જબ નામ સુનાવે

તમે તમારૂ તેજ સમેટી લ્યો ત્રણે લોક તમારી હાંકથી કંપી ઉઠે છે ભૂત પિશાચ જ્યારે તમારૂં નામ સાંભળે છે ત્યારે પાસે આવતાં નથી

નાશે રોગ હરે સબ પીરા
જપત નિરંતર હનુમંતબીરા
સંકટસે હનુમાન છુડાવે
મનક્રમ બચન ધ્યાન જો લાવે

જે માણુસ નિરંતર હનુમાન વીરનું ભજન કરે છે તેના તમામ રોગ અને પીડા જતાં રહે છે. જે માણુસ મન, વચન અને કર્મથી આપનું ધ્યાન ધરેછે તેને સંકટમાંથી છોડાવો છો.

સબપર રામ તપસ્વી રાજા
તિનકે કાજ સકલ તુમ સાજા
ઓર મનોરથ જો કોઇ લાવે
તાસુ અમિત જીવન ફલ પાવે

તમામ પ્રાણી અને વસ્તુ ઉપર પ્રતાપી રાજા રામચંદ્રજીનું રાજ છે તેમને માટે તમે હમેશ તૈયાર છો.

અને બીજો કોઈ પણ માણસ જે કોઈ ઇચ્છા કરે છે. તે તેના જીવતાં જ અમૃત ફળ ભોગવે છે.

ચારે જુગ પરતાપ તુમારા
હય પર સિદ્ધ જગત્ ઉજીયારા
સાધુ સંતકે તુમ રખવારે
અસુર નિકંદન રામદુલારે

ચારે જુગમાં તમારો પ્રતાપ છે. અને તે પ્રખ્યાત અને જગતને ઉજ્વલ કરનારો છે તમે સાધુંની સહાયતા કરનાર છો હે રામના પ્યારા, તમે વળી રાક્ષસનો સંહાર કરનાર છો.

અષ્ટ સિદ્ધિ નવ નિધિ કે દાતા
અસવર દીન જાનકી માતા
રામ રસાયન તુમરે પાસા
સાદર તુમ રઘુપતિ કે દાસા

તમે અષ્ટ સિદ્ધિ અને નવ નિધિ ને આપનાર છો એવું વરદાન શ્રી જાનકીજીએ તમને આપ્યું છે, રામ રૂપી રસાયન તમારી પાસે છે આદરપૂર્વક શ્રી રામચંદ્રજીનું દાસત્વ તમે કરો છો.

તુમરો ભજન રામકો પાવે,
જન્મજન્મકો દુઃખ વિસરાવે;
અંતકાલ રઘુપુર જાઇ,
જહાં જન્મ હારભક્ત કહાઇ.

તમારા ભજનથી શ્રીરામચંદ્રજીનાં દર્શન થાય છે અને તમામ જન્મનાં દુઃખ મટી જાય છે અને છેવટે અયોધ્યા પુરીમાં જન્મ થાય છે અને ત્યાં હરિભક્તની પદવી મળે છે

ઔર દેવતા ચિત્તન ધરાઇ,
હનુમંતસે સબ સુખ કરાઈ;
સંકટ હરે મીટે સબ પીરા,
જો સમરે હનુમંત બલવીરા.

બીજા દેવતાનુ ધ્યાન નહી ધરતાં જે એક ચિત્તથી હનુમાનજીનુજ ધ્યાન ધરે છે તેને સર્વે પ્રકારનું સુખ મળે છે. અને જે આપનું સ્મરણ કરે છે તેનાં સંકટ અને પીડા સ્મરણ માત્રથી જતાં રહે છે

જય જય જય હનુમાન ગુસાંઇ,
કૃપા કરો ગુરૂદેવ કીનાઇ,
યે શતવાર પાઠ કર જોઇ,
છુટે બંધી મહા સુખ હોઇ.

હે ઇંદ્રિયાને વશ રાખનાર હનુમાનજી, તમે સદાજય પામનાર છો તમે ગુરૂદેવની માફક મારી પર કૃપા કરો જે માણુસ ઉપર પ્રમાણે પાઠ સો વાર કરે છે બંધીવાન હોય તો પણ મુકત થાય છે અને તેને મહાન સુખમળે છે.

જો યહ પઢે હનુમાન ચાલીસા
હોઇ સિદ્ધિ સાખી ગૌરીશા
તુલસીદાસ સદા હરિ ચેરા
કીજે દાસ હૃદયમાં ડેરા

તુળસીદાસ કહે છે કે જે આ હનુમાન ચાળીસાનો પાઠ કરશે તેને મહાદેવજીની સાક્ષી રાખી કહું છું કે સુખશાંતિ અને સિદ્ધિ મળશે હું તમારો હંમેશનો દાસ છું માટે હે રામ મારા હૃદયમાં નિવાસ કરો એવી મારી સ્તુતી છે અને.

દોહરો

પવન તનય સંકટ હરણુ
મંગલ મૂર્તિ રૂપ
રામ લખમણુ સીતા સહીત
હૃદય વસો સુર ભુપ.

હે પવનના પુત્ર અનેક સંકટનુ હરણુ કરનાર હનુમાનજી તમારૂ રૂપ મંગળમય તમે દેવોના રાજા રામ ને લક્ષમણુ અને સીતા સાથે સાથે મારા હૃદયમાં વાસ કરો

ઇતિશ્રી હનુમાન ચાલીસા સંપુર્ણ

# ભાગ ૩ જો.

## સ્તુતી ગુરૂની.

ગુરૂ મંત્ર ઉપદેશથી તિમીર થયું વિનાશ
ધન ધન ગુરૂ દેવ છો કીધો જ્યોત પ્રકાશ
અનુભવ સાગર ઉલટયો ટળીઆ ત્રિવિધિ તાપ
પ્રભુ કરૂણા એ અનુભવી જેનું નહી કાંઇ માપ
ગુરૂ સ્તવન હું શું કરૂં અલ્પમતિ છું ઇશ
આપ ચરણમાં પ્રેમથી માત્ર નમાવું શીશ
જે શિવ જીવ રૂપે રહ્યો હૃદયકમળમાં સાર
તે મુજ આત્મા જાણીયો ટળતા દોષ વિકાર
સર્વને આશ્રય આપતા પંચભુતને ધામ
અખીલેશ્વર પ્રભુ તેહને કરૂં હું નિત્ય પ્રણામ
પંચકોષના પટ મહી રહ્યો જે અંતરીઆળ
ખપ કરીને ખોળતાં લાગી મુજને ભાળ
બુધી મનને પ્રાણ સૌ ગણી અવિદ્યા કામ
તુજ શક્તિ લઇ તેહમાં કરૂં હું નિત્ય પ્રણામ
આદિ અંત તુજને નથી નહી વાણી નહી રૂપ
અણુંમાય ખાલી નથી વસી રહ્યો ભવ ભુપ
અવીદ્યા ઉપાધી કાઢીને દ્વૈતપણું કરી દુર
પ્રપંચ પડદા તોડીને જોજો બ્રહ્મ ભરપુર
ઘટ મઠમાં તું વસી રહ્યો નીરખું ઠામેઠામ
તે નીજ આત્મા જાણીને કરૂં હું નીત્યે પ્રણામ.

કીડીને કુંજર મહી રહ્યો બ્રહ્મ સ્વયંધામ
શ્રી ગુણાતીત સ્વરૂપનું એકજ જાણું નામ
બાળકૃષ્ણ સ્તુતી કરે બંશી સ્વર પ્રતાપ
કૃષ્ણાનંદ દર્શન થયે આનંદ હૃદય અમાપ
પ્રેમ લહેર ગુરૂ કૃપા થકી ટળ્યાં અવીદ્યા કામ
તે શક્તી શુદ્ધ આત્મા કરૂં હું નીત્ય પ્રણામ.

---

## સદગુરૂની આરતી.

આનંદ મંગળ કરૂ આરતી હરીગુરૂ સંતની સેવા. આનંદ.
પ્રેમ કરી મંદીર પધરાવું સુંદર સુખડાં લેવા, આનંદ.
રત્નજડીત બાજોઠીઆ ભીતર આનંદરૂપી એવા, આનંદ.
ભીભાવન પાવન ભક્ત ઉધારણ આવ્યા દરશન દેવા. આનંદ.
સકળ તીરથ મારા સતગુરૂ ચરણે ગંગા જુમના રેવા. આનંદ.
કહે પ્રીતમ ઓળખો અણુસારે હરીના જન હરી જેવા. આનંદ.

---

## ધોળ.

મહાપદ કેરી વાત કેમ કરી કહીએરે
ચાલો ગુરૂજી કેરી પાસ જઇ ત્યાં રહીએરે
પાંચ તંત્વ તણો જે દેહ સુંદર કરીઓરે
તેમાં સોહંમ કેરો તાર નાભી ધરીઓરે
તેમાં જાપ અજંપા જાપ સદ ચીતે કરીએરે
ત્રીકુટી દ્વારે ધ્યાન અર્ધ નેત્રે ધરીએરે
મારીને પાંચ પચીશ મરીએ આપેરે
જન્મ મરણનું દુઃખ બ્રહ્મ સત્ય કાપેરે

કોઇ વિરલા જન જે હોય આત્મ સ્વરૂપ દરસેરે
નાભીથી ઉઠે પ્રેમલહેર સુરત તુરત એક કરશેરે
ત્રીકુટીએ દીસે જ્યોત મોતીડાં વરસરે
તે દરશને ભુલી ભાન અહંપદ મરશેરે
જ્યારે વાગ્યાં સુરસરી નાદ પ્રેમ રસ મેં પીધોરે
સત સંગત તણો તે લાભ બાળકૃષ્ણે લીધોરે.

---

રાગ—વૈદભી વનમાં વલવલે.

પ્રાણી સદગુરૂ સેવતાં સર્વ સંશય જાય
જન્મ મરણુ આંટી ટળે આત્મ શુધ ઓળખાય. પ્રાણી.
જ્ઞાન થકી તીમીર મટે થાયે જ્ઞાન પ્રકાશ
અનુભવ નેત્રે નીરખતાં રકય ચીદ શક્તિ નીવાસ પ્રાણી.
પરાવાણીની પારથી આવી વસ્તુની લહેર
નીરવાણીતે વાણી કરે પ્રીછવે સહુ પેર પ્રાણી.
બોલે બાવન બહારથી તેના સમજાવો ભેદ
શાવડે સર્વ શાસ્ત્ર થયાં થયા ચારે વેદ પ્રાણી.
સોહંમ શબ્દ પહોચે નહી લાગે નહી તે ધ્યાન
જે કરવું તે કલ્પના સર્વ આતમજ્ઞાન. પ્રાણી.
સર્વ બ્રહ્મ ફેલાઇ રહ્યો ખેલે નરને નાર
પેરક થઇ પડદે રહયો વરતે જુગ વહેવાર- પ્રાણી.
પડદો પ્રકાશીક નુરનો જેવું ચસ્માનું અંગ
લટકાં કરે લહેવાય છે મન વાણીની સંગ. પ્રાણી.
અર્ધઉર્ધના ઘાટપરે વાગે અનહદતુર
નામી મીલે જઇ નામમાં જ્યાં સદોદીતસુર પ્રાણી.

આપો આપ ઓળખ્યા વિના જીવનો શીવ ન થાય
શીવ થયા વિના સુખ નહીં દિવસ દુઃખના જાય. પ્રાણી.
વાસો થયો છે શબ્દમાં ત્યાં ઠરવાનો ઠામ
હું તું ગળી ગયું ગેબમાં નીજ નામે મળ્યું નામ પ્રાણી
નામ ન્યારૂ નવ ખંડથી સભર રહ્યો ભરપુર
ન્યારો રહે અલખ છે સદા નહી નીકટ નહી દુર પ્રાણી
પ્રેમ ઉત્સાહ સતસંગથી વસ્તુ તે ઓળખાય
બાળકૃષ્ણ ગુરૂ કૃપા થકી વાણી સુક્ષમ ગાય પ્રાણી

---

## ધોળ

પડવે તે પંડ છે કાચોરે પરમાર્થ ને પ્રીછો
સદગુરૂ સંતની સંગેરે આત્મ લાવો ઇચ્છો ॥૧॥
બીજે તે બીજી વાતોરે મનથી સૌ મહેલો
ચીતમાં ચેતી ચાલોરે અવસર છે છેલ્લો ॥૨॥
ત્રીજે ત્રણ ગુણનીરે આવી છે આંટી
આગળ છે મહા અધરીરે માયાની ઘાંટી ॥૩॥
ચોથે ચાર દીવસનોરે દુનીઆનો લટકો
એ સુખ સાચુ માનીરે કેમ ભવમાં ભટકો ॥૪॥
પાંચમાં પાંચ વીશનુંરે પરવરીયું મોટું
સુધ વિચારે વૃથારે બોલોમાં ખોટું ॥૫॥
છઠે છકયો ખટ રસમાંરે સત સમજ્યો નહી કાંઇ
આઠે પહોર એમ ઝુલ્યોરે માયા જાળ માંહી ॥૬॥
સાતમે સુરત નુરતમાંરે સાહેબ થું ખેલો
મન ઇંદ્રીની વાતોરે મનથી સૌ મહેલો ॥૭॥
આઠમે અખંડ વર વરીએરે ફરીએ નહી ફેરા
ધ્યાન ધણીનું ધરીએરે તન તાપ અનેરા ॥૮॥
નમે તેને હરી નથી અળગારે જો ગુરૂ ગમ જડશે
અંતરના અનુભવનીરે આંખો ઉઘડશે ॥૯॥

દશમે દશા પરવરીએયે મહા સંગમ વાટે
ગગનમંડળ ઘર કરીએરે મહાસુખને માટે ॥૧૦॥
એકાદશમાં આવોરે અમરત રસ પીવા
તીમીર ટળી જાસેરે પ્રગટે જો દીવા ॥૧૧॥
દ્વાદશ અંગુલ દરસેરે પરસે કોઇ પુરા
અણી અગ્રપર ખેલેરે સંત સાચા સુરા ॥૧૨॥
તેરસે તાર ન તુટેરે લાગી જેને તાળી
ભલાભલા મહામુનીરે રહ્યા છે ભાળી ॥૧૩॥
ચૌદસે એક ચરા ચરરેઃ અખંડ અવીનાશી.
અલખને ભીતર ભાળોરેઃ જુવો તનમે તપાસી. ॥૦॥૧૪॥
પુનમે પર આત્મરેઃ પરગટ કરી પેખો
એમાં વસે હરી સૌમાંરે. હસ્તામલ દેખો. ॥૧૫॥
પનર તથો થઇ પુરીરેઃ શીખેને ગાયે
કહે પ્રીતમ આપંડમાંરે પ્રભુ પ્રગટ થાયે

---

## હરીભજન વિના તે રાગ.

મન અભીમાની ફરયો ચોરાશી દેશ તેં વહોરત શી કરી
કાયા વાડી મળી વીષયફળમાં ચીત તમારાં રહ્યાં ઠરી ટેક.
મનુષ દેહમાં માલ ખરો. સમજીને વહોરત સારી કરો.
સદ ગુરૂ સાથે લઇને ફરો. મન અભીમાની
સતસંગ ગુમારતા છે પાસે. કામ ક્રોધ જોઇ ત્રાસે.
સમતા રૂપી આનંદ થાશે મન અભીમાની
વિકટ દેશમાં જાસો નહી ત્યાં તો માલ લુંટાશે સહી
વિવેક વૈરાગ હથીઆર ગ્રહી મન અભીમાની
કપટ રૂપ કાટલાં પર હરો નીતી તણો વહેવાર કરો
નીરભય રૂપી માલ ભરો મન અભીમાની

ફરી હીરાની વહોરત લ્યોને ફરી ચૈતન્ય ચીંતામણી લ્યોને ભરી
શાન્તી ચંદન લ્યોને ફરી મન અભીમાની
વેદ વિદીત વહેપાર કરજો દેશ ફરીને પાછાં ફરજો
નીજ દેશ જઇ તમે મળજો મન અભીમાની
મહા આનંદ નામનું નાણું લાવો અખંડ માલ લઇ ઘેર આવો
નીરભંય નીશાન વગડાવો મન અભીમાની
આકાશે અમર દેશ ગયા ચૈતન રૂપે તો આપે થયા
બાળ કૃષ્ણ ગુરૂ ચરણ રહ્યા મન અભીમાની

---

## ધોળ

જોયારે મેં તો રાધીકા કૃષ્ણ રીતરે
પ્રભુ પધારયા પુર્વની પ્રીતે  જોયારે
મારૂ મંદીર પાવન કીધુરે
દયા કરીને દરશન દીધુરે
એવું અધર અમૃત રસ પીધુ !  જોયારે
વહાલે પુર્વ તણી પ્રીતો પાળીરે
દયા કરીને વેળાઓ વાળીરે
સામળીએ તે સનમુખભાળી  જોયારે
શુભ ધામ ભુવાલડી ગામરે
સંતો સુરા તણો વીસરામરે
ગુરૂ અણદરામ છે નામ  જોયારે
કહે લાલો તે લક્ષ લાગ્યોરે
મનડા કેરો તે ભરમ ભાગ્યોરે
ત્યારે આત્મા અનુભવી જાગ્યો  જોયારે

## ધોળ.

જીરે આજ આનંદ મારે અતીઘણો.
મળ્યો સંત સગાનો સાથ. અવસર રૂડો આવીઓ. ટેક.
મુને હીન જાણીને દયા કરી મારે મુસ્તક મુકયો હાથ.
અવસર રૂડો.
આપ્યું નિરગુણ નામ નારાયણનું જેનો વેદમહી વિસ્તાર.
અવસર રૂડો.
હું તો ભુલો પડયો જુદી ભાતમાં મને ઓળખાવી જીવની જાત.
અવસર રૂડો.
અણુંદરામ ગુરૂને સેવતાં હરી હીરો તે આવ્યા છે હાથ
અવસર રૂડો.
હું તો રસબસ થાવું સ્વરૂપમાં મારા પ્રાણજીવન હરી સાથ.
અવસર રૂડો.
આત્મ સ્વરૂપમાં સમાઈ ગયાં જલમલ જ્યોતી પ્રકાશ.
અવસર રૂડો.
બ્રહ્માનંદ સાગર જળ જીલવા સુરતા તલસદી દીનરાત.
અવસર રૂડો.
સહેજે સંત કૃષ્ણાનંદ આવીઆ. બંશી શબ્દ થકી દરસન.
અવસર રૂડો.
ધનધન ગુરૂ અણુંદરામને બાળ કૃષ્ણતણા આધાર. અવસર રૂડો.

---

ગરબી—ઓધવજીના સંદેસાનો રાગ.

આવ્યારે ગુરૂજી મહારે મંદીર
જેણે આપ્યો જ્ઞાનતણો ઉપદેશનો આવ્યારે.

આવોરે અવસર ફરી નહી મળે
લખી દીધા છે પૂર્વજન્મના લેખજો આવ્યારે.
મોઘા તે મુલના ગુરૂજી આવીઆ
અકળ કળાનો કહેતાં ન આવે પારજો આવ્યારે.
સામૈયે જઈએરે ગુરૂજીને તેડવા.
પ્રેમ કરીને લાગુ ગુરૂજીને પાયજો આવ્યારે.
ગાતાને વાતાને ગુરૂજી આવીઆ
દયા કરીને મુજને કીધી મહેરજો આવ્યારે.
અડસટ તીરથરે ગુરૂજીના ચરણમાં
ચરણામૃત લઇ પુંજુ ગુરૂના પાયજો આવ્યારે.
બાજોઠીયા આપ્યારે રૂડાં બેસણાં
અગર ચંદનની કરૂ કપાળે આડજો. આવ્યારે.
પંખેથી ઢાળુરે જીણા જીણા વાયરા
વધાવુ હું ફુલે ભરેલા થાળજો આવ્યારે.
ગુરૂ ગમવાળા સંત મળ્યા છે સ્હેજમાં
ત્યારે થયાં શિતળ વરણ અંગજો આવ્યારે.
બાળકૃષ્ણ તે કૃષ્ણાનંદનો દાસ છે
દર્શન થયાથી પુરી મનની આશજો આવ્યારે.

---

### ધોળ ૧૨ બાર માસ.

ચરણેતો સદગુરુને નમીએ દીન થઈને ગુરુને નમીએ
ત્યારે અલખ ધણીને ગમીએ ચરણેતો ॥ ૧ ॥
સુરતા શૂન્યમાંહી લાગી કે વાંસળી ગગનમાં વાગી
ખુમારી પ્રેમ તણી લાગી. ચરણેતો ॥ ૨ ॥

કારતકે મન મારૂં મોહ્યું દરશન નુરતણું જોયું
કે મેંતો આપપણું ખોયું ચરણેતો ॥ ૩ ॥
કે માગશરે દેહપણું ખોયું મન સદગુરૂથી માંહ્યું
કે મેંતો આત્મ પદ જોયું ચરણેતો ॥ ૪ ॥
પોસે તો મહાસુનને ફોડી સુરતા સાહેબશું જોડી
કે શુદ્ધમેં દેહતણી છોડી ચરણેતો ॥ ૫ ॥
મહાએ બ્રહ્મ થયો પ્રકાશ લાગી મને અંતરઘટમાં આશ
કે ઘટમાં પોતે થયા અવિનાશ ચરણેતો ॥ ૬ ॥
ફાગણે ચરણે જઈ લાગી ધુન્ય મારી શબ્દમાંથી જાગી
કે ભ્રાન્તિ મનતણી ભાગી ચરણેતો ॥ ૭ ॥
ચૈતર મન સુન્યમાં મોહ્યું કે દરશન નુરતણું જોયું
સુરત નુરતમાં પ્રોયું ચરણેતો ॥ ૮ ॥
વૈશાખે જંગમેં જોયું જાગી કે તાળી આભમંડળ લાગી
નાદમાંહી બંસરી વાગી ચરણેતો ॥ ૯ ॥
જેઠે અલખ રહ્યો ભરપુર હુંતો જઈ ઉભો છું હજુર
કે વાજાં વાગે અનહદતુર ચરણેતો ॥ ૧૦ ॥
અસાડે શુદ્ધ હુંતો ભુલી ત્રીકુટીની જાળી તો ખુલી
કે જયોતિ જાગે અણમુલી ચરણેતો ॥ ૧૧ ॥
શ્રાવણે બ્રહ્માંડને ફોડી સુરતા ગઈ વૈકુંઠને છોડી
કે અલખ શુ પ્રીતી મેં જોડી ચરણેતો ॥ ૧૨ ॥
ભાદરવે આનંદમય સુરી સુરતા મહાશુન્યમાં પુરી
અલખ શુ નવ રહી અધુરી ચરણેતો ॥ ૧૩ ॥
ગરબો અગમતણો કીધો ભેદ અણંદરામે લીધો
આસો મહીને હરિરસ પીધો ચરણેતો ॥ ૧૪ ॥

---

## પદ રાગ રાસ

કૃષ્ણ કનૈયાએ પ્રેમ કરીને વેણુ વગાડી આજરે વૃંદ્રાવનમાં
નીગમ ગાન કુર્ં મોરલીમાં સુધાર્યા સૌ કાજરે વૃંદ્રાવનમાં
ગોકુળ ગોપીયો આનંદપામી મોહ્યાંશું જુમનાં નીરરે વૃંદ્રાવનમાં
વ્યાકુળ થયાં સૌ સુંદરીરે મળવા દેવ મોરારરે વૃંદ્રાવનમાં
ગોપીએ જઇ શીષ નમાવ્યું રાસ રમાડો મહારાજરે વૃંદ્રાવનમાં
ગોપીઓ ગાન મધુરાં ગાએ કાનજી વેણુ વાપરે વૃંદ્રાવનમાં
તાળીનું ત્યાં તાન મીલાવો વૃજજન સૌ હરખાયરે વૃંદ્રાવનમાં
રૂમઝુમ રૂમઝુમ ઘુઘરી વાગે નાચે નંદકીશોરરે વૃંદ્રાવનમાં
કૂરતી ગાન કરે વૃજબાલા કોકીલ કંઠ રસાળરે વૃંદ્રાવનમાં
અંતરઓથે પ્રભુ રહ્યા છે અખંડ ભોવનનો રાયરે વૃંદ્રાવનમાં
રાધા પ્યારી રાસ વિહારી સેજે સમાગમ થાયરે વૃંદ્રાવનમાં
અમૃત સાગર રાસ કથાને બાળકૃષ્ણ સુખ ગાયરે વૃંદ્રાવનમાં

---

## ભજન.

માતા જસોદા કાનજીને વારો અમને નીત્ય કૌરાવેરે
મંદીરીઆમાં ભાગે ફોડે ઘેર ઘેર ગોરસ ખાવેરે માતા ॥૧॥
દોહ્યા વિનાની ગાવલડીને વાંછરડાં ધવરાવેરે માતા ॥૨॥
લીલા ગોપ કરી ગોપીવર મનષ તણી ધરી કાયારે માતા॥૩॥
રમણીક રૂપ રસીકવર કેરૂં નીગમ અગમ ગુણ ગાવેરે ।૪।
ગોકુળીયું વાલે વશ કીધું દહીમાખણને ખાવેરે માતા ॥૫॥
બાળકૃષ્ણના સ્વામીની લીલા નીત્ય નીત્ય દરશન થાયેરે.
॥માતા ॥૬॥

---

## ધોળ

વિરા મનુષ લહાવો મને વીતીયો
મેંતો દીઠા પરીબ્રહ્મ બાપ      મનુષ લહાવો ॥૧॥
અવિદ્યા માયે પેંદા કરયા
વિદ્યામાડી બતાવે તે બાપ      મનુષ લહાવો ॥૨॥
વિવેક વૈરાગ મારે છે બંધવા
શાન્તી બાઇ છે નાની મારે બેન મનુષ લહાવો ॥૩॥
બુદ્ધી ગુણુવાન મારે છે સ્રી
સુધ આચરણુ માંડયું ઘર સુત્ર      મનુષ લહાવો ॥૪॥
સુભનીતિ દુકાન મારે બેસવા
સતસંગત મોટો વહેપાર      મનુષ લહાવો ॥૫॥
સતસંગી પ્રેમીજનને મળ્યા
અધ્યાત્મ જણુાવી વિદ્યાય      મનુષ લહાવો ॥૬॥
જમે ઉધાર પાનું તપાસતાં
તતપદ ત્વમપદ એક જણુાય      મનુષ લહાવો ॥૭॥
કાયાધામ મારે વસવા તણું
અમરાપુર મહારે શહેર      મનુષ લહાવો ॥૮॥
જીવન મુકતીનો માલ મેં વ્હોરીઆે
તત્વજ્ઞાન હીરાકણી હાથ      મનુષ લહાવો ॥૯॥
જીવારામ બાળકૃષ્ણુ નામ છે
શીવારામ બ્રહ્મ મારા તાત      મનુષ લહાવો ॥૧૦॥

---

# જાહેર ખબર

## શકિત વર્ધક ગોળીઓ

રૂ. ૧ ની ૩૨ ગોળીની ડબી એક

વી. પી. ખર્ચ જુદું

મળવાનું ઠેકાણું :—

## વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ

રાયપુર, કાચવાડો, અમદાવાદ.



## તૈયાર થાય છે! તૈયાર થાય છે!

સનાતન ધર્મ તથા આધ્યાત્મ ભજનસંગ્રહ

કબીર હનુમાન સંવાદ સાથે મણકો બીજો.

